દિલમાં થઈ મગરૂર ન ડોલે, બોલ ન બોલે બળમાંજીરે;
માન ઘટે અભીમાન ધર્યાથી, ઘટે પ્રતિષ્ઠા પળમાં. સુ૦ ૮
નમ્રપણામાં અમૃત સરખો, સ્વાદ વસે છે સારોજીરે;
મગરૂરીમાં રસ નથી મીઠો, ખાટો તીખો ખારો. સુ૦ ૯
હરખ હમેશ હૈયામાં ધરીએ, કદીએ કલેશ ન કરીએજીરે;
માણસનું જીવતર છે થોડું, જરૂ ન જાણે જરાયે. સુ૦ ૧૦
સુધરેલી સુંદરીઓ સાથે, નામ ગણાએ જેનુંજીરે;
દલપતરામ કહે દુનિયામાં, ધન ધન જીવતર તેનું. સુ૦ ૧૧

---

### ઘેલી મુસાફરીની ગરબી. ૫

"સખી સાંજના ચોર છપાયારે, લઈ બામણીયા" એ રાગની.

એક હતી મુસાફર ઘેલીરે, સુણો સાહેલીયો;
તેની આગળ એક તપેલીરે, સુણો સાહેલીયો. ૧
ગઈ રાતની રાખી એઠીરે, સુણો સાહેલીયો;
ઉઠી પરભાતે માંજવા બેઠીરે, સુણો સાહેલીયો. ૨
ઘણી રીતે ઘશી ઘશી થાકીરે, સુણો સાહેલીયો;
બહુ ડાઘા રહ્યા તોય બાકીરે, સુણો સાહેલીયો. ૩
પુરી રીસે તપેલી ઉપાડીરે, સુણો સાહેલીયો;
સામી ભીંતની સાથે પછાડીરે, સુણો સાહેલીયો. ૪
લઈ પથરો તપેલાને કુટીરે, સુણો સાહેલીયો;
પડયાં કાંણાં તપેલી તો ફુટીરે, સુણો સાહેલીયો. ૫
થયા બપોર ભુખતો લાગીરે, સુણો સાહેલીયો;
પછી વાસણ માગવા લાગીરે, સુણો સાહેલીયો.
એને વાસણ ન આપે કોઈરે, સુણો સાહેલીયો;
પછી રાગ તાણી ઘણી રોઈરે, સુણો સાહેલીયો.
તોય થઈ ન તપેલી તો સાજીરે, સુણો સાહેલીયો;
હસે લોકને તે મરે લાજીરે, સુણો સાહેલીયો.

જેથી સ્વારથ આપણો જરાયેરે, સુણો સાહેલીયો;
તેના ઉપર ક્રોધ શા કરોએરે, સુણો સાહેલીયો. ૯
બાત દુજતી ગાયની ખમીએરે, સુણો સાહેલીયો.
તેને તજીયેતો દુખ કયાંથી જમીયેરે,સુણો સાહેલીયો.૧૦
કોઈની સાથે ટુંકારે લડીએરે, સુણો સાહેલીયો;
એમાં આપણે હલકાં પડીએરે, સુણો સાહેલીયો. ૧૧
સાંખી ચાલે તે માણસ મોટુંરે, સુણો સાહેલીયો;
દિલે સાચું માનો નથી ખોટુંરે, સુણો સાહેલીયો. ૧૨

---

## ફુલણજીની ગરબી. ૬

"વાલા તમારી જોઈને રહીછું વાટરે વાલાજી."

ફુલણજી તમે ફુલાયા કેમ ફુલ્યારે ફુલણજી;
આ ઉપજ ખરચનો આટલો કેમ ભુલ્યા મારા ફુલણજી.
કરજ કરીને વરા ભલા તમે કીધારે ફુલણજી;
આ ગરથ પરાયા ખરચીને જસ લીધા મારા ફુલણજી. ૨
ઘર વેચીને ઘી સાકર તો લીધારે ફુલણજી;
આ જમણ શરસ સામા વડીયાથી કીધા મારા ફુલણજી. ૩
પીતાંબર પેહેરીને પંગતમાં ફરીઆરે ફુલણજી;
આ મનમાં ફુલી કરી મુછે કર ધરીઆ મારા ફુલણજી. ૪
વળનો દિવશ થયો કે માગે નાણાંરે ફુલણજી;
આ નાણાનાં કાંઈ ન મળે ઠેકાણાં મારા ફુલણજી. ૫
આ ફુલણજી ઉપર અરજી થઈ ત્યાંથીરે ફુલણજી;
આ જપત થઈ મિલકત કાહાડી ઘરમાંથી મારા ફુલણજી. ૬
ફુલણજી તમને જેણે ફુલાવ્યારે ફુલણજી;
આ તેતો કોઈ મદદ કરવા ન આવ્યા મારા ફુલણજી. ૭
ફુલણજી તો કુવો શોધવા ચાલ્યારે ફુલણજી;
આ ગરથ વિના તે આહીણ ન કોઈએ આલ્યાં મારા૦ ૮

જે બાળપણથી કાહપણમાં, ખંપણ ઓછું મળશેજીરે;
સુકાપણ આપણને આવે, તો પણ તે નાહિ ટળસે. સુ૦ ૭
શીખણ થકી સંપુરણ થાસે, પરમેશ્વરની પ્રીતાજીરે;
દલપતરામ કહે દુનિયામાં, સુખદાયક શુભ નીતી. સુ૦ ૮

—❧—

## સ્ત્રીને ભણવા વિષે ગરબી. ૮

તમ ભણો ભલી ભાત બાઈ હિંદુવાણી,
રહો સુખી દીન રાત બાઈ હિંદુવાણી;
જેથી દુઃખ મુકી જાય બાઈ હિંદુવાણી,
શરીર સારા સુખી થાય બાઈ હિંદુવાણી;
રાખો સંપ સગા માંહ બાઈ હિંદુવાણી,
નહી કલેશ કરો કાંઈ બાઈ હિંદુવાણી;
સુખ સતમાં સદાએ બાઈ હિંદુવાણી,
ગુણવંત એમ ગાય બાઈ હિંદુવાણી;
શીખો સારાં કામ કાજ બાઈ હિંદુવાણી,
બધે લોક માંહી લાજ બાઈ હિંદુવાણી;
લહો પીયરમાં પ્રીતી બાઈ હિંદુવાણી,
રહો સાસરે સુરીતી બાઈ હિંદુવાણી;
કોઈ કરે સારા બોધ બાઈ હિંદુવાણી,
સુણી કાઢીએ ન ક્રોધ બાઈ હિંદુવાણી;
ભજે અક્કલ અલેવ બાઈ હિંદુવાણી,
દલપત કેરા દેવ બાઈ હિંદુવાણી;

---

## સાત વારનાં વખાણ. ૯

ભજીએ ભાવે ભગવાનને,
રજીએ તુરછ સંગાથ;

સજીએ સામગ્રી સ્વરગની,
હજીએ આપણ છે હાથ, ભજીએ ભાવે૦ ૧
આદિત ઉગ્યો આકાશમાં,
કોઈજન કહેશે આરું તારૂં
જુદો જરૂર ન જાણીએ,
મતલબ સુરજ સારૂં, ભજીએ ભાવે૦ ૨
સોમ સરીખા શીતળ બને,
કામ બખંતા જો હોય;
સમજણ પામે જો શાસ્ત્રની.
કલેશ ન પામે હીન કોય, ભજીએ ભાવે૦ ૩
મંગળ ચાહે સઉ મનુસ્યનું,
આપણું મંગળ થાય;
નરસે નરશું ફળ પામીએ,
એવું સમજીએ સદાય. ભજીએ ભાવે૦ ૪
બુધ જન બુદ્ધી અતી સુખથી,
કરી શુભ રીતી વિચાર;
પ્રીતી રાખે પરીક્ષામાં,
જે છે જગનો કરતાર, ભજીએ ભાવે૦ ૫
સુરૂજન બીજે ગુણ આપતાં,
જરીએ કરીએ નહી શોક;
ધરીએ વિદ્યા નિત નિત નવી,
ફરીએ હરીએ નહી ફોક. ભજીએ ભાવે૦ ૬
શું કરવા લડીએ બોકથી,
ચડીએ પાધરી વાટ;
ઘડીએ દિવશે ન ભલીએ,
બડીએ વિદ્યાના ધાટ. ભજીએ ભાવે૦ ૭
શનિશ્ચર એએ હરી સ્મરણમાં,

તેવી રામીએ ટેવ;
કઠણ સમ આવે કામમાં,
દલપતરામના દેવ, ભજીએ ભાવે. ૮

—•—

### ભુંડી ભારજા વિશે ગરબી. ૧૦

ભાઈયો જેની ભારજા ભુંડીરે, તેને પીડા અંતર ઊંડી;
લાજ તજીને લડાઈ કરે નિત, ભાળવા લોક ભરાય.
સારા મનુશના ઘરનું વગોણું, જોણું જગતને થાય. ભાઈ. ૧
જેમ બીલાડી ઊંદરને જુવે, એમ નાથ સામા કરી નેણ;
પગ થકી પ્રગટે માથા લગી, એવાં વાકાં કાઢે વેણ. ભાઈ. ૨
ચાર ઘડી પેઊ ગળોટે ટળે, ત્યારે સુખ બંનેને થાય;
ઘડીએ આવીને ઘેર બેસે ત્યારે, શેર લોહી સુકાય. ભા૦ ૩
પોહોર ચડે દીન પોહોરાંને ઉઠે, ચાંપે લડાઈનો ચાલ;
જો લડનાર કોઈ ન જડે તો, પડતાળે પોતાનાં બાળ. ભા૦ ૪
સ્નેહ કરી કદી સ્વામી સંઘાતે, બેશી ન બોલે વાત;
ધુમાડાની પેઠે ધુંધવાતી, રહે રોશ ભરી દીન રાત. ભા૦૫
પેટ થકી ના ઘણું જ પોતામાં, સમજણ જાણે સદાય;
દેવ થાકે તો મનુશના મુખની, શીખામણે શું થાય. ભા૦૬
પંડિત શાસ્ત્રી મંગુલ પુરાણી, મોટી સભામાં મનાય;
માન તજી મુરખીના મોહોડાના, તેજ હુંકારા ખાય. ભા૦૭
જેને વીતી હોય તે નર જાણે, આણે બીજા અહંકાર;
ડાહ્યાપણુનો ભગવંત કહે, કોઈ ગરવ ન કરશો લગાર. ભા૦૮

---

### દુષ્ટ નર વિશે ગરબી. ૧૧

કહું નર દુષ્ટની કાણી, સુણો સહુ સ્નેહજ આણી;
માંડ્યું વેહેલું કામ સુધરે કે, બગડે એ માણસ માનની રીત;
પોતે કરયું તેતો પાધરૂ જાણે, નારીને મારે નીત. કહુ૦ ૧

સાસુ નણંદ દેરાણી જેઠાણીના, સાચા જુઠા સુણી બોલ;
વાંક વિના વનીતાને તજે તો, તે નર ખરને તોલ. કજુ૦૨.
કાગડું ઘેરનું ધુડ ફૂરે જેમ, ગોરી સદા ગભરાય;
ધરના કરે સૌ ઉપ ઘણેરો, તેથી જુદા નહી થાય. કજુ૦૩
સાસરીઆના સાથે લડી કાડે, રાંડ ઉપર તે રીસ;
સારા માણસની શિક્ષા ન માને, જેને રૂઠ્યો જગદીશ. ક૦૪
માનનીનું અપમાન કરે નીત, ગાએ નઠારી ગાળ;
તુચ્છ ગણે તીરસ્કાર કરે તો, તે નરનું શો બાળ. કજુ૦૫
સમજુનો ટકો તુરત ઠણે, કોઈ ઘરડું આવી કહે વેર;
ઊંધું કહે કે આડું જુવે, તેનો પાર આવે શી પેર. ક૦૬
પોતે તો ખાય પીએ ઘણું સારૂં, ને વસ્ત્ર ધરે શુભ રીત;
નારીને આપે નિત્યે નઠારૂં, કહો કેમ પ્રગટે પ્રીત. ક૦૭
સ્વામી સાંભળને વાંક વિના, આવી કામનીને લડે કોય;
સારી રીતે સમાધાન કરે નહી, ઢોજકા જેવો હોય. ક૦૮
પીયરીયાં પટકુળ ન પુરે, તો સ્વામી કરે સંતાપ;
કહે ધનવંત એ કંથ સ્વરૂપે, પેલા જનમનું પાપ. કજુ૦૯

---

સ્ત્રીઓને ઉદ્યમ કરવાની ગરબી. ૧૨

નવલ આવ્યું છે હુનર નરેશનું;

ટેક.

કોઈ કાજ કરો રાજ — .
મૂધવો ગઈ પરદેશી હાથે,
એ મોટી ભુલ તમો માથે;
તમે સંપ ન રાખ્યો કોઈ સાથે,
દેશી ગીત્રો દુખ સરવ ટાળોર આપણા દેશનું. ૧
આ વખત જુઓ તમે વિચારી,
નીરધન થઈ [illegible] નર નારી;
કાં [illegible] ભુળ [illegible] વધા ભારી,
[illegible] આપણા દેશનું. ૨

તમ હીવશો સુખ દુર ધરો,
હીમ આળી ખુબ વિચાર કરો;
હવે જાગ્રત થઈ કાંઈ જુગતી કરો.
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૩
તમ સગાં કુટમ્બમાં સંપ કરો,
વળી દેવાદાર થતેજ ડરો;
તમે નિત્ય ઘટાડો નાત વરો,
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૪
ધન મળને તુરતજ ગરવ છાંડો,
તમ મોટાં કારજ નવ માંડો;
તમ પરણ્યા પેહેલાં શીદ રાંડો,
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૫
વિદ્યાનો સ્વાદ સદા ચાખો,
મન ઉદ્યાગમાં અહોનીશ રાખો;
શીદ ભાગ્ય લખ્યું થાશે ભાખો,
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૬
પડતર જમીન તે ખેડાવો,
ઉગશે જો ત્યાં વૃક્ષ વાવો;
નિર ઉદ્યમી ઉદ્યમમાં લાવો,
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૭
અદાલત અરજી અળસાવો,
ભુરખાઓને લાંચ ન સુંપાવો;
નાતીલા [illegible]

[illegible] નાખો,
દેશી [illegible] મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૮
પરદેશી હુનર પ્રગટ કરો,
સંચાની [illegible] શીદ કરો;
[illegible] ધરો,

દેશી ભીઓ દુઃખ સરવ ટાળે.રે આ૫ણા દેશનું. ૯

---

## મુવા પછવાડે ન રોવા વિશે ગરબી. ૧૨
### રાગ ઘોળ.

વાલાની વાંસે રાગ તાણી નવ રોવું.
જેથી તેને જંપ ન ઉપજે, જીવમાં સમજી જોવુરે;
વાલાની વાંસે રાગ તાણી નવ રોવુ.
ગોવીંદજીએ કહ્યુ ગરૂડને, કુટે રડે જે કોઈ;
મરનારને માહા દુખ ઉપજે, ધરે નીસાસા રોઈ;
વાલાની વાંસે રાગ તાણી નવ રોવુ. ૧
લીટ લાળ ને આંસુ ઝરે, તે જમ ચર પાપ પરાણે,
રૈરવ માહા રૈરવનાં દુખથી, એ દુખ અદકુ જાણે;
વાલાની વાંસે રાગ તાણી નવ રોવુ. ૨
કોઈ છાતી કુટે શીર કુટે ચુટે કેશજ હાથે;
એ સઘળી પરી પુરણ પિડા મરનારાને માથે;
વાલાની વાંસે રાગ તાણી નવ રોવુ. ૪
લોક વખાણે કે ન વખાણે તે સૌ સાંખી રહીએ;
જો હૈયામાં હેત વધે તો દુખ તેને શિદ દઈએ;
વાલાની વાંસે રાગ તાણી નવ રોવુ. ૫
શ્રુતી સ્મ્રુતી પુરાણ હોય ના, રડો કુટો ન વિચારો,
જીવતાં વેર વળી ન શકે તો મરતાને વળી મારો;
વાલાની વાંસે રાગ તાણી નવ રોવુ. ૫
કુટ્યા થકી જો કાંઈ દીઠો તો, કુટો લઈને પાણો;
શા માટે તમ કુટી શરીરમાં, રોગ ઉપાવી આણો;
વાલાની વાંસે રાગ તાણી નવ રોવુ.
એની શોભા એસો અળગી, વળગી રહો માં વેહેમ;
જેથી સુખ ઉપજે એ જીવને, પુન્ય કરો કરો કાંઈ પ્રેમ;

વાલાની વાંસે રાગ તાણી નવ રેવુ.
રેશો પણ તેને નવી જોશો, એશો આંખ તમારી;
દલપતરામ કહે શીલ સાધી, માનો શિક્ષા મારી;
વાલાની વાંસે રાગ તાણી નવી રેવુ. ૮

## શિયળનું ઢાળ ૧૩.

( શિયળ એટલે વ્યભિચાર અથવા છીનાળુ ન કરવા (વશે.)
બહુચર ભલે આવીયાં એ રાગનું.

સુણો સમજુ સકળ નર નારિયો,
મોટો શિયળ તણો મહીમાય, શિયળ પાળો સ્નેહથી;
જે કોઈ શિયળ સારી રીતે સાચવે;
સરવે સફળ મનોરથ થાય. શિયળ પા० ૧
સોના રૂપાની શોભા ન સમજીએ;
શોભા સરસ શિયળ શણગાર. શિયળ પા० ૨
જેવાં નકટાંને ભુસણ નાંખિયાં;
એવા શિયળ વિના નર નાર. શિયળ પા० ૩
વધે લાજ અધિક હોક લોકમાં;
પર લોકમાં મુકિત પમાય. શિયળ પા० ૪
સુખ સપતિ શિયળથી સેવિયે,
રીઝે જગ કરતા જગરાય. શિયળ પા० ૫
માટે શિયળ સરવ રીતે સાચવો;
તજો કામી હરામીના સંગ. શિયળ પા० ૬
જરીએ ડરીએ નહીં ઘરાણુના ડર થકી;
ભારે ડરીએ શિયળ થતે ભંગ. શિયળ પા० ૭
તજી લાજ બે અદબો ન બોલીએ;
નહી ગોલીએ મશ્ક છક માંય. શિયળ પા० ૮
નીચી નજરે સરળ રીતે ચાલીએ;

હાંસી મશ્કરી કરીએ ન કાંઈ. શિયળ પા૦ ૯
ફાટી આંખે ફરે જે કોઈ ફાતડા,
તેનું ડાટોએ માટીમાં મુખ. શિયળ પા૦ ૧૦
તજવી તજવી સોબત નીત્ય તેહની;
જેને લાજવી જનેતાની કુખ. શિયળ પા૦ ૧૧
ભાણું ગાણું તો તેહનું ધન્ય છે;
જેણે કુળને લગાડ્યો ન ડાઘ. શિયળ પા૦ ૧૨
ભણી ગણીને શિયળ ન સાચવે;
એના ભણતરમાં ઉઠી આગ. શિયળ પા૦ ૧૩
હઈયા ફુટા બોલે બોલ હાંસીએ;
દેખી ફાંસોને નાશીએ દુર. શિયળ પા૦ ૧૪
શિક્ષા સુંદર દલપતરામની;
જાણી કામની શિખો જરૂર. શિયળ પા૦ ૧૫

---

**લગનમાં ફટાણું ન ગાવા વિષે ગરબી. ૧૪**

ઝોળકામાં ઘરમશી ઝુલતો, મેઘાડમર ગાજે. એ રાગનું.
આવો સૈયરબાઈ બેનડી, ગાઈએ ગીત રૂપાળાં;
મંડપમાં મેલો દીવડો, ભલાં થાય અજવાળાં. ૧
આજ ઘડી આનંદની, આજ રજની રૂપાળી;
સોનાનો સુરજ ઉગીયો, આજ દિવશ દીવાળી. ૨
ગાઈએ ગીત ભલાં ભલાં, વેવણોને હરવાયે;
બોલ બેઅદબી ન બોલીએ, જેથી જાત લજવીએ. ૩
ગાળી નારીના કુળની, એતો ગાય નઠારૂં;
[illegible]
આપણ ઉત્તમ કુળનાં, નહી ગાઈએ નઠારૂં.
જાત ને ભાત તો જાણીએ, બોલ બોલે જે ઘડીએ;
બોલે નઠારૂં તો નાયકા, એમાં આથાં ન પડીએ. ૫
ઉત્તમ જાતની ઓરતો, ભુંડું ગાતાં લજવાશે;

મધ્યમ જાતની માનની, ગીતે મશ્કરી ગાશો, ૬
મશ્કરી પણ મરજાદની, આપણી એબ ન ખોશો;
જરૂર ફટાણાંની હોય જો, કહું એટલું ખાળો. ૭
વેવાઈને કરો વાંદરી, ગાંઠ પુંછડું વાળો;
વેરાગી કહીએ વેવાઈને, કાંધે કાંબળો કાળો. ૮
એથી અધીક વિવેક ઓચરે, નીચી જાતમાં ભળવા,
બાપ ભાઈ બેઠા સાંભળે, જેવા વેશ્યાના ભડવા. ૯
ધીક પડ્યો અવતાર એ, શબ્દ શું કહીએ જુદા;
કામની નહીં એતો કુતરી, મરદ નહીં એતો માદા. ૧૦
મારી શીખામણ ગાજો, જેથી રામજી રીઝે,
દસકત દલપતરામના, દીલમાં લખી લીજે. ૧૧

---

સંપ વિષે ગરબી. ૧૫

દેશમાં સંપ કરોરે સંપ કરો, હાંરે જે કોઈ સંપ તજીને
સુખ માગે, તેના સુતેલા શાનરૂ જાગેરે;
દેશમાં સંપ કરોરે સંપ કરો. ૧
હાંરે તજી સંપ લડાલડી આવે, તેમાં તુરત બીજાને ફાવેરે;
દેશમાં સંપ કરોરે સંપ કરો. ૨
હાંરે જે કોઈ વીઘા જમીન સારૂ લડતા, રાજ ખોઈને
રંક થયા હવે રડતારે, દેશમાં સંપ કરોરે સંપ કરો. ૩
હાંરે હજુએ હૈયે વિચારી નહિ જોશો, ખરેખાત છે હાથ
માં તે ખોશોરે, દેશમાં સંપ કરોરે સંપ કરો. ૪
હાંરે તમે ટંટા ઘરના ટાળો, જે જે ખામી લાગે તે ઘ
રમ પાળોરે, દેશમાં સંપ કરોરે સંપ કરો. ૫
હાંરે છળ દગા કપટ દો છોડી, આપણા દેશની થઈ આ
બરૂ થોડીરે, દેશમાં સંપ કરોરે સંપ કરો. ૬
હાંરે કરી સંપ કાંઈ હુન્નર ઉડાવો, દેશની જખત ફેલાવો

રે, દેશમાં સંપ કરોરે સંપ કરો. ૭
હાંરે કોઇનું સારૂં દેખીને શીદ દાઝો, તેને ભુંડાઇ મારવા
ન ધાઓરે, દેશમાં સંપ કરોરે સંપ કરો. ૮
હાંરે માનો દલપતરામની વાણી, પક્ષપાત વીના સત પ્રમા
ણીરે, દેશમાં સંપ કરોરે સંપ કરો. ૯

---

## કેફ ન કરવા વિષે. ગરબી. ૧૬

તજો તજો કેફ કરમ કરવું;
જેથી થાય જાત ધનનું મરવું. તજો તજો કેફ૦ ૧
નથી એમાં સ્વાદ કશો સારો,
વિવેકની નજરેથી વિચારો;
દુખી થાશે કેફનો કરનારો. તજો તજો કેફ૦ ૨
પીધી જે જન મદીરા તાડી,
તેના ફળ દેશું દેખાડી;
ઊંચે પદવી દેશે પાડી. તજો તજો કેફ૦ ૩
અફીણથી કંઈક ગયા ઊડી,
ગમાવી ગાંઠ થકી મુંડી;
ગયા દુખ દરીઆમાં બુડી. તજો તજો કેફ૦ ૪
મુરખને મુરખ મળે સંગી,
સીસાગર ભાંગ પીએ ભંગી;
અક્કલ હીણાં તે તડબંગી. તજો તજો કેફ૦ ૫
મફર કે માજમ જે ખાશે,
જરૂર અક્કલ તેની જાશે;
સારા સારા લોકમાં નિંદાશે. તજો તજો કેફ૦ ૬
પીએ કોઇ ગાંજો ગુણ જાણી,
ધુમાડો ખેંચે બળ આણી;
એનીતો અક્કલ વેચાણી. તજો તજો કેફ૦ ૭

વે અરવે રોગ કરે તનમાં,
એમ સાંભળ્યું વઇદો જનમાં;
આશા તમ જાની લેજો મનમાં. તજો તમ કે૦ ૮
ન ખાશો પાક કદી પ્રીતે,
જેથી ચતુરાઈ ઘટે ચીતે;
રેહેજો રૂડા માણસની રીત. તજો તમ કે૦ ૯
પ્રભુ થકી જો બીહીતાં રહીએ,
કદી એવું કરમ નહીં કરીએ;
શિખામણ સારી રૂદે ધરીએ. તજો તમ કે૦ ૧૦
બનાવી ગરબી ખડું સારી,
સુણી જે દેશો વીસારી;
તેના મુખ ઉપર પેજારી. તજો તમ કે૦ ૧૧
વારે વારે શું કહીએ વારૂં,
સ્નેહ કરી કહું છું તમ સારૂં;
માનો દલપત કેહે કહ્યું મારૂં. તજો તમ કે૦ ૧૨

---

## ગરબી ૧૭.

### કેફીની સ્ત્રીને પસ્તાવો તે વિશે.

મા મુજને કેમ દીધીરે કેફી કંથને,
કાહાડી મોટ્યાં કીયાં જનમનાં વેરજો;
જન્મ સમે નવ આણ્યો મારા અંતને,
ગળથુથીમાં ઘોળી ન પાયું ઝેરજો. મા મુજને૦ ૧
છેરી નાખીરે બળતી આગમાં,
ઉગરવાનો નથી હવે ઉપાયજો;
ભોગવવું દુખ લખ્યુંરે મારા ભાગ્યમાં,
રજની દહાડા રડતે વીતી જાયજો. મા મુજને૦ ૨

આબરૂદા મારી અતી લાંબી થઇ,
તરાગ જહો જે તડકે તોડ્યો જાપજો;
કરમ તણી કાણીરે ક્યાં જાશે કહો,
છાંપ કુવાની કુવા વિશે સમાપજો. મા મુજને૦ ૩
શું કરવું જીવને આ સંસારમાં,
હાથે મરે તો આતમ હત્યા થાપજો;
સાત જન્મ પામુરે શોક અપારમાં,
પાર ન આવે કરતે કોડ ઉપાપજો. મા મુજને૦ ૪
રમવું ને જમવું મા મુજને નવી ગમે,
માથે ઉગ્યાં દુખનાં મોટાં ઝાડજો;
એ દુખથી છોડાવે મુજને આ સમે,
પુરાણ માનું પરમેશ્વરનો પાડજો. મા મુજને૦ ૫
ફરી જન્મ ધરશુંરે ત્યાં સુખ પામશું,
આ અવસરતો એળે ગયો અવતારજો;
હૈયું કઠણ રાખીને હિંમત રાખશું,
ભાગે લખીઓ દેવે આ ભરથારજો. મા મુજને૦ ૬
પાપ નથી કીધાં મેં આવડાં આ પળે,
પ્રગટી આવ્યાં પેલાં ભવના પાપજો;
લેખ લખ્યા દેવે તે ટાળ્યા નવ ટળે,
કરમ કરે તે ન કરે માને બાપજો, મા મુજને૦ ૭
દીલમાં એમ સમજીને દુખ ન માનવું,
રાખું હવે આમાં કેના ઉપર રોશજો;
ભવ પેલે કીધાં તે ભોગવી છુટવું,
દલપતના સ્વામીને ન દેવો દોશજો. મા મુજને૦ ૮

---

## ગરબી ૧૯

### કેફીના ઘરનો હેવાલ.

કેફી એપર જેનો કંથ૩રે, તેના પુરણ પાપ;
મનમાં ઉદાસી મટે નહી;
હારે તપે તનડામાં તાપ. કેફી૦ ૧
એવો દીસે અળખામણોરે, જાણે જીવનો ટળેલ;
આડા ખોલા અફીણીઓ,
હારે એના ગાત્ર ગળેલ. કેફી૦ ૨
એક ટકાની નહી આબરૂરે, પીઠો ચોટાનો ચોર;
દાહાડી દોરાએ દરબારમાં,
હારે પુઠ લોકોનો સોર. કેફી૦ ૩
અપોસીઓને ઘણો આળસુરે,
હાંતો ઉંઘે કાં ગાય, રળવાની શકતી રહે નહી;
હારે રળ્યું રંડાનું ખાય. કેફી૦ ૪
બારથી આવે એ બાકળોરે;
હીણા દેખાય હાડ, ખુણે હાળીને પડે ખાટલો;
હારે બઈરી છઈઆનો કાળ. કેફી૦ ૫
બાળકને ખાવા નહી બાજરીરે,
પીટો પ્રગટે ઉફાંદ, છતે ધણીએ બળે છાતડી;
હરિ વેઠે રંડાપો રાંડ. કેફી૦ ૬
લાજ હીણો લેજ નહીરે, જાશે તરણાથી તોલ;
તેવા અફીણના તોરમાં,
હારે બોલે જુઠેરા બોલ. કેફી૦ ૭
કોઈ કોઈ વખત થાય કેફ ધહીરે,
હૈયા ફુટા હેરાન, તોએ શીખ દલપતરામની;
હારે હીઆરે ન કાન. કેફી૦ ૮

—૦૦૦—

## ગરબી ૧૯

### સજ્જનોએ કેફ કરવાનો વિચાર ન રાખવો.

સજ્જન લોક વિચારી, સારી શીખામણ મન ધરીએજી;
જેમ તેમ મુખ બોલાએ, જેથી દીલ ભાંગી કરીએ. ૧
કેફ ન કરીએજી૦
તાળી પાડી હોઠ દેખાડી, કહુંછું હાહાડી હાહાડીજી;
મારૂં વેણ તમે માનોનો, તજજો દારૂ તાડી. કેફ૦ ૨
કેફ કરવાથી ઘટશે ભાઈ, ચીતમાંથી ચતુરાઈજી;
ધન ખરચી લેવી લુચાઈ, માટી એ મુરખાઈ. કેફ૦ ૩
લાજ ઘટેને કાજ ન સુધરે, એમ ન વિચારે અંધોજી;
સાર નથી એમાં કાંઈ અંતે, ઘર ખોવાનો ધંધો. કેફ૦ ૪
વેદ પુરાણ કુરાન કીતાબ, જોજો હેત તપાસીજી;
એ લક્ષણ તજવાથી મળશે, સઘળેથી શાબાશી. કેફ૦ ૫
કાજી મુલ્લાનો મત એછે, મત છે અહ્પારૂનોજી;
હિંદુમાં મોહન્યાથી, પણ દોશ ઘણો દારૂનો. કેફ૦ ૬
દારૂ સારૂ મારૂ તારૂ, ચોરવાનું ચિત થાશેજી;
કોઈક સમે સાંકડમાં આવી, જીવ તેમાંથી જાશે. કેફ૦ ૭
વસ્ત્ર તજીને લાજ વિનાના, ખરની રીતે રખડશોજી;
કોઈ હડપત કરમાં લેવા જઈ, કોઈ કુવામાં ન પડશો;
કેફ ન કરીએજી. ૮

---

## ગરબી ૨૦

### કેફના અવગુણ વિષે.

કુકી લાકો કેફ તણા અવગુણરે કહું હું કેટલા,
નીરલજ નર છે કેફ તણા કરનારરે જગમાં જેટલા;
આ જગમાં જે નર કેફ કરે,

તેના તનમાં રોગ અનેક ફરે;
તેની નીરખ્યે જગમાં લાજ નરે,
કુડી લોકા કેફ તણા અવગુણરે કહું હું કેટલા. ૧
તેના બાળક ભુખે મરીને રડશે,
તેને લેણાવાળા નીત નડશે;
પછી ગભરાઈને ખઈરીને બડશે,
કુડી લોકા કેફ તણા અવગુણરે કહું હું કેટલા. ૨
નીત્ય નવલી ફરીયાદો થાશે,
કપડાં હરરાજે વેચાશે;
કુડી સરકારે હોરાશે,
કુડી લોકા કેફ તણા અવગુણરે કહું હું કેટલા. ૩
એ ભાન થઈ ભુલો ભમશે,
નારસી જગ્યામાં જઈ રમશે;
અભીમાન તજી માળો ખમશે,
કુડી લોકા કેફ તણા અવગુણરે કહું હું કેટલા. ૪
તેને ઘર ધંધો નહીં હાથ ચડે,
તેની બુદ્ધી જાશે કેફ વડે;
તેને રસ્તો સીધો નહીં જડે,
કુડી લોકા કેફ તણા અવગુણરે કહું હું કેટલા. ૫
એવો અકલહીણો કોણ હશે,
ધન ખોઈને દુખીયારો થશે;
કુળ મરવા સામ પુર જશે,
કુડી લોકા કેફ તણા અવગુણરે કહું હું કેટલા. ૬
નથીરે એમાં સ્વાદ કશો,
કુડીથી ઉભયા હેરાન થશો;
વળી મરીને જમને હાથ જશો,
કુડી લોકા કેફ તણા અવગુણરે કહું હું કેટલા. ૭

તમ ચીગતેથી વિચાર કરો,
વળી પરમેશ્વરથી કેંક ડરો;
દલપતની વીનતી દીલ ધરો;
કુડી લોકો કેરૂં તણા અવગુણરે કહું હું કેટલા. ૮

---

## કળીકાળમાં કેફીને ચેતવણીની ગરબી. ૨૧

એક કારણ કહુંછું કળીકાળનુંરે લાલ;
મોટા અધરમ વિકરાળનુંરે લાલ. ૧
જે કોઈ લંકાના વાશી મધુ પીવતારે લાલ;
આજ થયા છે આવી જીવતારે લાલ. ૨
ઉપર વેશ તે ઊંચા વરણનારે લાલ;
આહાર કરે તે કુંભકરણનોરે લાલ. ૩
સારાં શાસ્ત્ર ભણીને ભુલા પડેરે લાલ;
રસ્તો છોડીને રનમાં ચડેરે લાલ. ૪
ઊંચો વરણ કરમ નીચું કરેરે લાલ;
નામ શીવ શકતી તણું ધરેરે લાલ. ૫
જેનો સ્પર્શ થએથી નાહાવું પડેરે લાલ;
કહેશે મધુ તે દેવીને ચડેરે લાલ. ૬
જેમાં માંસથી દોષ મોટો રહેરે લાલ;
તેનું પીવામાં પુન્ય છે કહેરે લાલ. ૭
એતો વેદના વેરી રાવણ વંશનારે લાલ;
કાંતો કુટંબી કેસા કંસનારે લાલ. ૮
બહુ જુગતી લાવે છે જુઠું બોલવેરે લાલ;
ભોળા લોકોને ઘણા ભોળવેરે લાલ. ૯
કહેશે એક પુરાણ વાત એ કહીરે લાલ;
મધ્ય પીવામાં પાપ છે નહીરે લાલ. ૧૦

જુઠા શ્લોક બનાવે મધુપાનનારે લોલ;
સમજાવે જીવ અગનાનનારે લોલ. ૧૧
જે કોઈ દુષ્ટ કરમ એવું આચરેરે લોલ;
માંત્રીક નામ તેહેનું ધરેરે લોલ. ૧૨
નીચ વસ્તુમાં નીચપણું જે હતુંરે લોલ;
તીરથ કરાવે નામ તેહનુંરે લોલ. ૧૩
ગ્રંથ વાંચે સભામાં શુધ ધરમનારે લોલ;
દીલમાં ભરેલું દુષ્ટ કરમનારે લોલ. ૧૪
તેમાં નામ ધરાવે દેવી બાળનુંરે લોલ;
કરમ કરે તે ચંડાળનુંરે લોલ. ૧૫
ભોળા લોકો ભોળાશો નહીં ભરમમાંરે લોલ;
નથી એ વાત કોઈ ધરમમાંરે લોલ. ૧૬
એવા દેનાની વાત માનશો નહીરે લોલ;
વાતો એ વેદમાં નથી કહીરે લોલ. ૧૭
એવું કરવું તે સારૂં કોણ જાણશેરે લોલ;
વાદ સભામાં કોણ તાણશેરે લોલ. ૧૮
બાપ કહ્યા ગૌમાંસ પાપ છોટુ છેરે લોલ;
તેથી મદીરા પાપ મોટુ છેરે લોલ. ૧૯
એવી રીતે લખીચું છે શાસ્ત્ર સરવમાંરે લોલ;
ગણતા નથી તે પાપ ગરવમાંરે લોલ. ૨૦
કહ્યું માનીને દલપતરામનુંરે લોલ;
કરવું ન કામ હરામનુંરે લોલ. ૨૧

---

## ગરબી ૨૧

### કેફની બધીના મહિના.

કારતક મહીને કેફી જેનો કંથરે સાહેલી,

આ એ અબળાના દુઃખનો નાવે અંત સાંભળ સાહેલી;
દાવશ પડે ને રજની મોટી થાશેરે સાહેલી,
આ કેફીની અબળાના કેમ દીન જાશે સાંભળ સાહેલી;
હીમાળાનો શીતળ વાયુ વાયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૧
આ માગશર મહીને સુખ પામુ શી પેરરે સાહેલી,
આ કેફીએ તો માંડયો અકરાકેર સાંભળ સાહેલી;
આ ઉપજ ખરચની વાત કશી નવ જાણીરે સાહેલી,
આ ખાઈ બેઠા નીજ બાપ તણી કમાણી સાંભળ સાહેલી;
પડયો રહે કાંઈ કેફી રસ્તા માંયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૨
પોસે તો ઘર વેચી બેઠા પાપીરે સાહેલી,
આ પીયર જવાની રજા વહુને આપી સાંભળ સાહેલી;
જેણે મુજને પરણાવ્યું એવુ પાપર સાહેલી,
આ પેલા ભવનાં દુશમન માને બાપ સાંભળ સાહેલી;
એ રતમાં સાસરે જવું સૌ ચાહેરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૩
મા મહીનામાં બોલે લોક વસંતરે સાહેલી,
આ તે દુખાણી કેફી છે જેનો કંથ સાંભળ સાહેલી;
વન પાલોખ્યાં આંબે આવ્યો મોહોરરે સાહેલી,
આ દુખાણીને સુખ નથી એકે પોહોર સાંભળ સાહેલી;
ભમર ગાન સુણી પીઉ મળવા મન થાયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૪
ફાગણમાં નરનારી ખેલે ફાગરે સાહેલી,
આ કેફીની અબળાને અંતર આગ સાંભળ સાહેલી;
રમે જમેને હસી મળી નર નારરે સાહેલી,
આ કેફીની પરણેલી ખાય માર સાંભળ સાહેલી,

જોવુને રોવુ ઘર ખુણા માંયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૫
અંતરમાં કેમ ધીરજ રાખુ ચીતરે સાહેલી,
આ કેઈ કરે કેફી ગુ નીતને નીત સાંભળ સાહેલી;
એ પરમેશ્વર કેમ આવો વર આપ્યોરે સાહેલી,
આ એ વરથી તો અતી ભલો રંડાપો સાંભળ સાહેલી;
મેહેણાવાળાની ફુરીઆદિ થાયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૬
વોશખ તે આવ્યો મહીનો વઈશાખરે સાહેલી,
આખિમધ એ દીલ થાય બળીને રાખ સાંભળ સાહેલી;
સુરજ તપે તો છતર આડુ રાખુરે સાહેલી,
આ દીલ દાઝે તે કોની આગળ દાખુ સાંભળ સાહેલી;
રજની ઘટીને દહાડો મોટો થાયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૭
જેઠ તો જીવલડો જળવા લાગ્યોરે સાહેલી,
આ કેફીની અબળાનો આનંદ ભાગ્યો સાંભળ સાહેલી;
પગ દાઝે તો મોજડીઓ લઈ પહેરૂંરે સાહેલી,
આ કાળજડું દાઝે તે કેમ કરી ઠારૂં સાંભળ સાહેલી,
કેફીડાને કોઈ કહે ન સમજાયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૮
અશાડ ચડી આવ્યો એ ઘનઘોરરે સાહેલી,
આ મોટા હરખ ધરીને બોલે મોર સાંભળ સાહેલી;
કેફી કંથ બંધીખાનામાં ખાડાયેરે સાહેલી,
આ પરણીનીના દીલમાં એ રત સાલે સાંભળ સાહેલી;
લીલી ધરા વિધ વિધનાં અન વવાયરે સહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી૯.
શ્રાવણમાં મેં શીવ પુજા નહી કીધીરે સાહેલી,

આ હવે મુજને ફેફીને કર દીધી સાંભળ સાહેલી;
ચિત્ત ટળે તો વ્યસની જુઠો ચોરરે સાહેલી,
આ એ સગપણ કરનારો ગરજે ગોર સાંભળ સાહેલી;
ભાગ્યવંતી જે પેઉ સાથે સોહાયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી.૧૦
ભાદરવે ભરજોબન એળે જાયરે સાહેલી,
આ ફેફીની ખધીરીને કેમ સુખ થાય સાંભળ સાહેલી;
નદીએ આવ્યાં પુરણ જળનાં પુરરે સાહેલી,
આ પેઉ સાંભળતે આગ જળે છે ઉર સાંભળ સાહેલી;
માળે બેશી પંખીડાં મલકાયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી.૧૧
દીવાળીના દહાડા આવ્યા આસરે સાહેલી;
આ ફેફીની ખધીરી તો નીત ઉદાશ સાંભળ સાહેલી;
રમઝમને ઘરે નવા શણગારે સાહેલી,
આ ફેફીની નારીને નયણે જળ ધાર સાંભળ સાહેલી;
ગુણવંતી મળી મળીને ગરબા ગાયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી.૧૨
માસ અધીકમાં અધીકપણે શું કહીએરે સાહેલી,
આ પેઉ બંધીખાને એકલી કેમ રહીએ સાંભળ સાહેલી;
એ વરથી મુજને છોડાવા થાયરે સાહેલી,
તો દલપતના સ્વામીને લાગુ પાય સાંભળ સાહેલી. ૧૩

---

## ગરબી ૨૨

### ફેફીના અવગુણ વિશે.

શીખ કહુંછું તે સઉ સાંભળોરે,
ફેલ વીશ અફીણ હો લાલ;

લાલ કસુંબા નવ લીજીએ.

અવગુણ ઝાઝા અફીણમાંરે,
એથી હોય છે અક્કલ હીણ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૧
મોહોટે મેહેલ ચઢીને બેસતારે,
અફીણથીજ એજ થયા હરરાજ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે.
જે નર ભોજન જમતા ભાવતારે
રડતાં દીઠા અનને કાજ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૨
વાહન રથ ઘોડાને પાલખીરે,
ચાલ્યા પગ પાળા નજી તેહ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૩
રાતા માતા શરીરે શોભતારે,
દીઠા તેહના દુરબળ દેહ હો લાલ;
લાલ કસુંબા નવલીજીએરે. ૪
જે નર ચતુર શીરોમણી જાગતારે.
નીરખ્યાંતે નીંદ્ર લે નેણ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૫
જે નર બહુ બુદ્ધીથી બોલતારે,
તે નર બોલે બોગાં વેણ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૬
જેની અતી સંભાળતી આબરૂરે,
તે નર લોકમાં નીંદાએ હો લાલ;
લાલ કસુંબા નવલીજીએરે. ૭
જેનું સાંચપણું બહુ માનતારે,
તે સાચ્ય થતા સમ ખાય હો લાલ;

લાલ કસુંબા નવ લીજીએરે. ૮
તોપણ સાચ મનાએ નહી તેહનુંરે,
સરવે લોક તજે વીશ્વાસ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૯
તે નર દુનીઆમાં જીવતો મુવોરે,
સારૂં મનુશ્ય ન બેસે પાસ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૧૦
બહુ દુઃખ છે એહવા બંધાણમાંરે,
કોઈ દીન કર મુગની હોય હાણ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૧૧
પૃથવી ઉપર પગ ઘસવા પડેરે,
તે ઘડી આવે મોહોડે ફીણ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૧૨
જે કોઈ તજસે વસ્તુ કેફનીરે,
રાજી થાસે શ્રી ભગવાન હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૧૩
શીક્ષા સુંદર દલપતરામનીરે,
સજન સહુ ધરજો કાન હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૧૪

---

## ગરબી. ૨૩.

### સારા માણસે કેફીની સંગત ન કરવી.

રાગ ધોળ.

સજન સમજાવ્યે કેફીનો સંગ ન કરવો, ટેક.
સમજી કાળા સાપ સરીખા પાપ ભણી પરહરવોરે;

સજન સઘળાએ કુફીનો સંગ ન કરવો. ૧
દારૂ પીએ તે દૈત્ય સરીખા, કદી વીસવાસ ન કરીએ;
ભાંગ પીયે તે ભંગીઆ જેવો, તેથી વેગળા રહીએ;
સજન સઘળાએ કુફીનો સંગ ન કરવો. ૨
પીએ તાડી તે પરેત સરીખા, અફીણ ખાય તે હેવો;
ગાંજાખોર તે ગાંડીઆ જેવો, તે પણ તજીએ તેવોરે;
સજન સઘળાએ કુફીનો સંગ ન કરવો. ૩
સંગ કરવાથી અંગ વળગશે, રંગ જશે ખરાબાઈ;
મનમાં હશે ઉમંગ ઘણા તે ભંગ થશે સહુ ભાઈ;
સજન સઘળાએ કુફીનો સંગ ન કરવો. ૩
પ્રથમ અફીણના પેસા નહી લે ઘરનું પાસે ખોળી,
વળગાડોને થશે વેગળા રેહેશો આંખો ચોળી;
સજન સઘળાએ કુફીનો સંગ ન કરવો. ૫
સહુને સરખા કરવા ડોલે, ખાસે વાત બનાવી;
નાક કટે જેમ નાત વધારી, ભોળાને ભરમાવરે.
સજન સઘળાએ કુફીનો સંગ ન કરવો. ૬
ખરો ઘણા ગુણ ગાશો, પીશોને વળી પાશો;
ભાશો જર જોબન કુખ થાશો, પછી ઘણા પસ્તાશોરે;
સજન સઘળાએ કુફીનો સંગ ન કરવો. ૭
આવા વ્યોસને મળી ઊંચા, લુચ્ચા દુરગુણ લેશો;
સારા સજન સંતાપથી સુણીને દોશ વીસારી દેશોરે;
સજન સઘળાએ કુફીનો સંગ ન કરવો. ૮
દોષ તજે સંતાપથી સાંભળીને, રાશ ગમતો રાખો;
દલપતરામ દુનીયાં મધે દએ તેવું દાખોરે;
સજન સઘળાએ કુફીનો સંગ ન કરવો. ૯

—❧❦❧—

## ગરબી. ૨૪.

### ભરથાર વશ કરવા વિશે.

અલબેલીરે અમે માત જોવાને જઈએ, એ રાગની છે.
લલના નહીં થાય લગાર કાંમણ મંત્ર કરી.
આ મંત્ર કરો ઉચ્ચાર વશ ભરથાર થશે. ટેક.
પ્રાણ થકી પીઉજી છો પ્યારા, ન્યારા ન રહો નાથરે,
સરવ થકી લાગો છો સારા, હું વેચાઉં તમ હાથ. કાં૦ ૧
તન મનમાં રહું સાજી તાજી રાજી દેખુ રાજરે.
જો કદી બોલું કાંઈ કુરાજી.
હું ખપાં દરીએ લાજ કામણ૦ ૨
માત પીતાએ મોટી કરીને, હેતે સોંપ્યો હાથરે,
સુખ આપો કે દુઃખ આપો, તમે છો મસ્તકના નાથ;
કામણ મંત્ર કરી. ૩
ગુણ સાગર ગંભીર છો સ્વામી, હું અવગુણ ભરી આજરે
પોતાની ગણી પ્રેમ નીભાવે, બાંહ્ય ગ્રહ્યાની લાજ;
કામણ મંત્ર કરી. ૪
સ્નેહ તમારો જોઇને સ્વામી, જામી મીલકત જેમરે.
ખુબ ખુશી થઇ ન રહી ખામી, પામી પુરણ પ્રેમ;
કામણ મંત્ર કરી. ૫
ભલું કરયું ભગવંતે મારો, સફળ કરયો અવતારરે;
મહેર કરી મન ગમતો આપ્યો, તમ સરખો ભરથાર;
કામણ મંત્ર કરી. ૬
સગા સરવ તમ સારૂ તજીઆ, તજીઆ સૈયર સંગરે;
દોસ્તી સરવની દુર કરી, હું રાચી તમારે રંગ
કામણ મંત્ર કરી. ૭
આભ ઊંચોને નીચે અવની, અવર નથી આધારરે;

આશા રાખુ એક તમારી, છો સુખના દાતાર;
કામણમંત્ર કશો. ૮
જો સુંદરીને પીછે સ્વામી, તો શોભે શણગારરે,
નહી તો તે શણગાર સરવ છે, આગ તણા અંગાર;
કામણ મંત્ર કશો. ૯
દુનીઆમાં નર તમને દેખુ, બીજા લાલ ફકીરરે
તુચ્છ ગણુછું તે સઘળાને, હોય અમીર વજીર;
કામણ મંત્ર કશો. ૧૦
જળ જંતુને જળ સંગાથે, જેવી પુરાણ પ્રીતરે,
પળક પડે જો દુર તરફડે, એજ અમારી રીત;
કામણ મંત્ર કશો ૧૧
પાર ન આવે પ્રીત પરાણતાં, સ્થીર બેશી એક ઠામરે;
રાત દીવશ કવીતા રચનાજો, રચસે દલપતરામ;
કામણ મંત્ર કશો. ૧૨



## ગરબી ૨૭

### ધાળ.

જ્યારે રામચંદ્રજી તથા લક્ષમણ વનવાશ ચાલ્યા ત્યારે સીતાજીએ કહ્યુ કે હું પણ સાથે આવીશ તે સમે રામચંદ્રજીએ કહ્યુ કે તમે પીયર જાઓ તે સમેનુ ધોળ.

"આમેરૂ માથા મુલનું" એ રાગનુંછે પણ દેઢ જાસ્તી છે.

રામ લક્ષમણ વનમાં સીધાવતા, સતી સીતાને આવતા સાથ કહે રઘુનાથ, પધારો પીયર ભણી. ૧
નહીતો આહીં રહો સસરાના રાજમાં, હેતે હળીમળી સાસુ સંગાથ; નહીતો જોડી હાથ, પધારો પીયર ભણી. ૨
અમે વસ્તીમાં નહી વશીએ વીનતા, અમે કરશું જધ

વનવાસ; તમો પામો ત્રાસ, પધારો પીયર ભણી. ૩
સાથે રથ કે ઘોડું નહી રાખીએ, નહિ રાખીએ દાસી કે
દાસ; કોઈ અમ પાસ, પધારો પીયર ભણી! ૪
તમે કોદાનો પંથ કીધો નથી, ચરણે ચાલવાથી પામો
થાક; લીટી આંચો નાક, પધારો પીયર ભણી. ૫
અમે વનફળ ખાઈ ખુશીમાં રહીશું, કોઈ દિવસ તો કેવળ
શાક; વીના લુણ પાક, પધારો પીયર ભણી. ૬
વનમાં નથી મંદીર નથી માળીઆં, નથી પોઢવા કાજ
પલંગ; રંગીત નવરંગ, પધારો પીયર ભણી. ૭
કરશું ઘાસ કે પાનની ઝુંપડી, સુવા સાથરે ખુંચે અંગ;
એમાં શો ઉમંગ, પધારો પીયર ભણી. ૮
વનમાં હીરના ચીર તો નહિ મળે, વનમાં નહિ મળે અ
તર ફુલેલ; કે તેલ ખુપેલ, પધારો પીયર ભણી. ૯
વનમાં નહિ મળે શાણી સાહેલીઓ, કરશો કે સંગે ખાંતે
થી ખેલ; ઉમંગ ભરેલ, પધારો પીયર ભણી. ૧૦
વનમાં ઘાતકી રહે છે રાક્ષસ ઘણા, ત્યારે તરફ ફરે છે ભડ
ભાગ; જેનું ઘણું જોર, પધારો પીયર ભણી. ૧૧
વનમાં વાઘ વરૂને વાંદર જેવા, ઘણા વિચરે જનાવર ઘોર;
ભય નહિ ઠોર, પધારો પીયર ભણી. ૧૨
ઉષ્ણકાળે વાશે ઉના વાયરા, એવું દેખીને થાશો ઉદાસ;
જ્યારે જેઠ માસ, પધારો પીયર ભણી. ૧૩
વરસે મેઘ ને ઝબકશે વીજળી, તેવે કાળે તો તરુ તળે
વાસ; નહિ છત્ર પાસ, પધારો પીયર ભણી. ૧૪
મોટા પર્વત દેખીને માનની, તમે નજરે જોયા નહી જાય;
દીલ ખાવા ખાય, પધારો પીયર ભણી. ૧૫
તમે રાજ કન્યા કાયા કોમળી, વનવાસનાં દુખ ન વેઠાય;
કાયા કરમાય, પધારો પીયર ભણી. ૧૬

ઘરમાં અંધારૂં દેખો ડરો ઘણા, નથી નીસરવાં કદી ઘર
બાર; છો નાજુક નાર, પધારો પીયર જાણી. ૧૭
તમ બાળક વય વર્ષ સોળનાં, નથી સંકટ વેઠ્યાં લગાર;
તમ કોઈ વાર, પધારો પીયર૦ ૧૮
પરણી આવીને પીયર ગયાં નથી, તમને મળવાને ઇછે
બાપ; ઓપે ચીત આપ, પધારો પીયર૦ ૧૯
રાજા જનકજી તમને ઝંખે ઘણા, તેના સંદેસા આવે સ
દાય; તેડાં પાછાં જાય, પધારો પીયર૦ ૨૦
ભાત ભાતનાં ભોજન ભાવતાં, તમને મોકલશે મહીપાળ
પુરાવીને થાળ; પધારો પીયર૦ ૨૧
અમ અવધે ફરીને જ્યારે આવીશું, સ્નેહે લેશું તમારી
સંભાળ ત્યારે તતકાળ; પધારો પીયર૦ ૨૨.
રૂડી મીથીલાપુરી મન માનતી, તેમાં પામશો પરમ વિ-
રામ એ બાપનું ગામ. પધારો પીયર૦ ૨૩
ગોરી તમને ગમ તેમ હું કરૂં, એમ દલપતરામનો શામ;
કહે રાજારામ; પધારો પીયર૦ ૨૪



## ગરબી ૨૬.

### સીતાજીના જવાબનું ધોળ.

રાગ ઉપર પ્રમાણે.

એવું સાંભળીને સીતાજી કહે, સુણો સુંદર શ્યામ સુજાણ
પ્યારા મારા પ્રાણ; સાથે રાખો સ્નેહથી.
જુદા પડવાની વાત વાહાલા કહો, તેતો ખોલ લાગે તી
ખા બાણ; રઘુકુળ ભાણ; સાથે રાખો૦ ૧
સ્વામી જ્યાં તમે ત્યાં ઘર માહરૂં, તમથી વેગળી તે પર

દેશ; હું જાણું હમેશ, સાથે રાખો૰ ૨
તમ જોગીનો વેશ જો ધારશો, તો હું જોગણનો ધરૂ વેશ;
જટા કરૂ કેશ, સાથે રાખો૰ ૩
સ્વામી તમેરે સુખી તો સુખ માહરે, તમ દુખમાંતો દુઃખ
માહરે દેહ; એમાં શો સંદેહ; સાથે રખો૰ ૩
જે કોઈ પરણ્યા પછી રહે પીયરમાં, અવતાર ધણો ધીક
એહ, મુવા જેવી તેહ; સાથે રાખો૰ ૪
સ્વામી તમ વિના મંદીરને મળીયાં, ભાસે પરવત મોટા સ
માન; વસ્તીતો વેરાન; સાથે રાખો૰ ૫
માહા વનમાં ભરી વસ્તી ભાસશે, જ્યારે પામીશ દરશન
દાન; કૃપાના નિધાન; સાથે રાખો૰ ૬
ુખ સસરાને માત પીતા સહુ, ભલે જીવો કરો રૂડાં રાજ
મને મહારાજ; સાથે રાખો૰ ૭
સ્વામી શું કરૂં ભાઈ ભોજાઈને, સ્વામી શું કરૂં સઈયર
સમાજ, કેનુ નથી કાજ; સાથે રાખો૰ ૮
સાચુ સગપણ જગમાં સ્વામી તણું, બીજો સ્વારથી સઘળો
સંસાર, કુટુંબ પરિવાર; સાથે રાખો૰ ૯
મારા લાડ પાલણ તમે લાલજી, બીજો નથી આંસુનો
લોનાર, કે એકે આધાર; સાથે રાખો૰ ૧૦
કાયા પ્રાણ થકી જો જુદા રહે, તો હું તમથી જુદી પડી
છેક, રહું તજી ટેક; સાથે રાખો૰ ૧૧
જો કોઈ જળથી જુદી પડી માંછલી, રાખે દુધમાં કરી
વિવેક, જીવે પળ એક; સાથે રાખો૰ ૧૨
તમ સુખના સાગર રહો વેગળા, પછી શું કરૂં રાજને પાટ;
હવેલીના ઠાઠ, સાથે રાખો૰ ૧૩
મને હીરના ચીર ગમ નહિ, મને ન ગમ ઘરાણાના ઘાટ
મટાડો ઉચાટ; સાથે રાખો૰ ૧૪

હું તો તમને દીઠે થાઉં દેખતી, અણ દીઠે તો આંધળી
પ્રીત જનમની એ રીત, સાથે રાખો૦ ૧૫
હું તો સ્નેહ તોડી સરવ લોકથી, બાંધી તમ સંગે પુરાણ
પ્રીત, ચોરાયું છે ચીત; સાથે રાખો૦ ૧૬
જમવું જીવન તમથી જુદા પડી, હોય વિષ વિખનાં પકવા
ન, તે વિખના નિશાન; સાથે રાખો૦ ૧૭
કરીએ ભોજન તમ સાથે ભાવતાં, હોય કેવળ શાક કે
પાન; તે મેવા સમાન. ૧૮
સ્વામી તડકાને તાપ વર્ષા શાખના, તે તો જાણીશ ચંદ્ર પ્ર
કાશ; રહું તમ પાસ, સાથે રાખો૦ ૧૯
મુજને મેલી જો પંથ પધારશો, આવી મળવાની ન ધર
શો આશ; નકી પામું નાશ. સાથે રાખો૦ ૨૦
કરતી વાત ઢળી પડી ધરણીએ, નારી જાનકી થઈ નિ
રાશ, કહું લેતી શ્વાસ; સાથે રાખો૦ ૨૧
દયા કરી દેવ દલપતરામને, સતી સીતાને દેખી ઉદાસ;
જતાં વનવાસ. સાથે રાખો૦ ૨૨

---

## ગરબી ૨૭.

### રામચંદ્રજી ને સીતાના કાગળોના ધોળ.

મારૂં માથા મુળનું એ રાગ.

સ્વસ્તી શ્રી પુરી લંકા સોહામણી,
જ્યાં રાજેછે જનક કુમારી,
પ્રીતમ લખે પ્યારીને.
રહો અખંડ એવાતન નમ તણું,
એવી આશીશ વાંચો અમારી;
પ્રીતમ લખે પ્યારીને.

ગોરી દૈવના જોગે જુદા પડ્યા,
પણ પ્રાણ મારા તમ પાસ;
પ્રીતમ લખે પ્યારીને. ૧
બેસુ બાગ બગીચે કે બંગલે,
રહુ તમ વીના અધીક ઉદાશ. પ્રીતમ લખે૦ ૨
તારો સ્નેહ ઘડી ઘડી સાંભરે,
તારો ભાવ ભુલ્યો કેમ જાય. પ્રીતમ લખે૦ ૩
મારે અરથે તમે બાળાપણ થકી,
તજ્યો સઘળો પીયર પરીવાર. પ્રીતમ લખે૦ ૪
મારાં લેશ વચન નથી લોપીઆં,
નથી કોપીઆં કહીએ લગાર. પ્રીતમ લખે૦ ૫
તારી નમ્રતા અવધી ગળી,
વળી શોભીતો શાંત સ્વભાવ. પ્રીતમ લખે૦ ૬
જેથી મનની ઉદાશી તરત મટે,
તારા બોલનો એવો બનાવ. પ્રીતમ લખે૦ ૭
ગોરાંદે ગુણ કેમ તારા વીસરે,
કેમ વીસરે વિલાપ ભરયાં વેણ. પ્રીતમ લખે૦ ૮
હેત વસ્તુ વદન તારૂં વાલતા,
મારા નીરખવા તલસે છે નેણ. પ્રીતમ લખે૦ ૯
દીવશો તુજ વીના દીલમાં ગોઠે નહી,
પીવુ પાણી કે જમવું અનાજ. પ્રીતમ લખે૦ ૧૦
રાતે રોઈને આંખો રાતી થઈ,
લોક પુછે તો આવે છે લાજ. પ્રીતમ લખે૦ ૧૧
ગોરી મનમાં ધીરજ ધરી રાખવી,
કાલે ભાગશે ભવના વિજોગ. પ્રીતમ લખે૦ ૧૨
જેથી રીઝ આપણા જગપતી,
એવો અહોનીશ કરવો ઉદ્યોગ. પ્રીતમ લખે૦ ૧૩

જે જે વૃધ પાડોશીઓ શુભ છે,
તેને પ્રીતથી કહેજો પ્રણામ. પ્રીતમ લખે૦ ૧૪
વળી ભોળાણ મારા મીત્ર પવિત્રને,
કહેજો જરૂરનું હોય જો કામ. પ્રીતમ લખે૦ ૧૫
જોઈતી વસ્તુ જરૂર મંગાવજો,
કશી વાતે મુઝાશો ન મન. પ્રીતમ લખે૦ ૧૬
હવે દેખીશું દીવસ આનંદના,
જશે વીસરી આ દુઃખ ભરયા દન. પ્રીતમ લખે૦ ૧૭
જે જે પ્યારી તમારી સાહેલીઓ,
તેને પણ મારો કહેજો જુહાર. પ્રીતમ લખે૦ ૧૮
સાસુ સસરાની આશીશે સુંદરી,
મળશે ભામનીને ભરથાર. પ્રીતમ લખે૦ ૧૯
વધે સ્નેહ ને સંપ સુજન સાથે,
તેવો તન મન રાખજો ટેક. પ્રીતમ લખે૦ ૨૦
આગે પેડી અવધે આવશું,
એમ દલપતરામનો દેવ. પ્રીતમ લખે૦ ૨૧

---

## ગરબી ૨૮.

### સીતાજીના કાગળનું ઢાળ.

રાગ ઉપર પ્રમાણે.

સ્વસ્ત શ્રી સંસ્થાન સોહામણું,
જ્યાંહાં રાજે સદા રઘુનાથ;
કાગળ લખે કામની. ૧
લખે લંકા થકી સીતા સુંદરી,
કહે વદે જોડી જોડ હાથ. કાગળ લખે૦ ૨
પત્ર આવ્યો તમારો પ્રીત ભરયો,

વ આ વાંચી થયો વીસરામ, કાગળ લખે૦ ૩
પણ જીવન તમથી જુદાં પડે,
ઘણા દિવસ થયા ઘનશ્યામ; કાગળ લખે૦ ૪
આજે મન મળવાને અકળાય છે,
ઘડી એક તે જુગ જેવી જાય. કાગળ લખે૦ ૫
મારાં નેણનાં નીરથી નાથજી,
સુના રજનીમાં સેજ ભીંજાય. કાગળ લખે૦ ૬
ઘેર આવો હવે તો ઘણી થઈ,
નહી તો જીવડો જાશે જરૂર. કાગળ લખે૦ ૭
હવે પાંખો આપી હોય પીંડમાં,
ઉડી આવું દેશાવર દુર. કાગળ લખે૦ ૮
વાલા નીત્ય નવી વારતા વાંચીએ,
જેથી પામીએ પુરો પ્રમોદ. કાગળ લખે૦ ૯
ચતુરાઈનાં ચોજ હું ચાલવું,
આવો વિદ્વાનો કરીએ વિનોદ. કાગળ લખે૦ ૧૦
નાંખ્યા કુંડી ઊંડી રૂડી ઓપતી,
ભાવે ભરૂ મહીં નીરમળાં નીર. કાગળ લખે૦ ૧૧
બેસો બાજોઠે સહી મારા ચોકમાં,
સ્વામી નવરાવું ચોળી શરીર. કાગળ લખે૦ ૧૨
કરૂ સરસ રસોઈ રૂડી રીતથી,
પ્રીતે પીરસી બેસુ હું પાસ. કાગળ લખે૦ ૧૩
એવા દિવસ તે ક્યારે દેખાડશો,
ક્યારે અંતરની પુરશો આશ. કાગળ લખે૦ ૧૪
સ્વામી તમ વિના પીયરને સાસરે,
સુનો લાગે છે સઘળો સંસાર. કાગળ લખે૦ ૧૫
મારા માથાથી મુઘા પ્રભુ તમે,
મારા આત્માના છો આધાર. કાગળ લખે૦ ૧૬

આવે પરવના દિન સુખ સરવને,
હુંતો શોક ઉદાશી સદાય. કાગળ લખે૦ ૧૭
ગાજે મેઘ ને દમકે દામની,
આપી જામની જંપ ન થાય. કાગળ લખે૦ ૧૮
હુંતો સુની દેખુ સુખ સેજડી,
ખાલી મંદીર ખાવાને ધાય. કાગળ લખે૦ ૧૯
મેરા વસ્તી ઉજડ જેવી ભાસે છે,
એક તમ વિના ત્રિભુવન રાય. કાગળ લખે૦ ૨૦
વાહાલા હું તમને કેમ વીસરૂં,
કેમ વીસરેયુ દાદાનું વતન. કાગળ લખે૦ ૨૧
પત્ર વાંચીને વેહેલા પધારજો,
સ્વામી શરીરના કરજો જતન. કાગળ લખે૦ ૨૨
કોઈને દુખિયાં દેખીને દુખ પામતા,
તેવી નાથ તમારી છે ટેવ. કાગળ લખે૦ ૨૩
આવે અવસરે કોણ કઠણ થયા,
તમે કૃપાવતારામના દેવ. કાગળ લખે૦ ૨૪

---

ગરબી ૨૯

સુધરેલી સ્ત્રી વિશે.

"શોક સગાળસા સધુને શોચે." એ રાગનું છે.

જેને સુધરેલી નારીરે, સદા સુખી તે સંસારી. ટેક૦
નિરમળ નમણાં દિસે નિરંતર, નેહ ભરેલાં નેણ;
મનને હરે એવાં મુખથી ખરંતા, વિણીને લેઈ એ વેણ. જેને૦
સ્વામીના ચિતમાં શોક કે ચીંતા, જો જાણે લવલેશ;
તો તે હસાવીને હીંમત આપે, કાપે સઘળા કલેશ. જેને૦
દુખીને જોતાં પ્યારા પતિની જો મરજી ન જણાય;

પરઘેર તો શાનું પગલુંજ માંડે, પીયર પણ નવ જાય. જેને૦
વરણ્યા મનની મરજી પ્રમાણે, કામ સદા કરનાર;
સુંદરી એ ભાગ્યશાળીના સારૂ, સરજી સરજનહાર. જેને૦
સુપનામાં કદિ કોઈની સાથે, ઠઠ્ઠા કરે નહિ તેહ;
મેલ વિનાનું મનપણ નિરમળ, નિરમળ દિસે દેહ. જેને૦
આપે પ્રભુ એવો વૈભવ પામી, પામે પૂરો સંતોષ;
સંકટમાં પણ સ્વામીની સાથે, રીસ ન રાખે રોષ. જેને૦
ગામમાં હોય ગરીબ પોતાથી, તેનું જુવે સુખ તોલ;
દોલતવાળાની દોલત દેખી, બોલે ન હલકા બોલ. જેને૦
સ્વામીનો શુદ્ધ સ્વભાવ ગમે, મન રાચે સ્વામીને રૂપ;
પર પતિને તો પથર જેવા જાણે, હોય જો ભારે ભુપ. જેને૦
સાંભળે શબ્દ શિખામણના તે, જીવમાં ચોટી જાય;
દુરગુણ દેખીને દુરથી નાસે, સદગુણ શિખે સદાય. જેને૦
આળસ ઊંઘ અતિસે ન હોસે, હોસે ઉદ્યોગી અંગ;
શંદકી તો જેને દિઠી ન ગમે, ન ગમે નઠારો સંગ. જેને૦
સ્નેહ વધારે ને શોક ઘટાડે, લોકમાં પામે લાજ;
એવી મળે જો આ દુનિયામાં, સ્વરગ ઇન્દ્રને શા કાજ. જેને૦
પૂરણ પુન્યથી પુરૂષ પામે, નઉતમ એવી નાર;
દલપતરામ કહે દુનિયામાં, ધન્ય એનો અવતાર. જેને૦

---

## ગરબી ૩૦ મી.

### વેહેમ તજવા વિશેની.

જે કોઈ અબાકા[illegible] માતને આરાધશેરે લોલ, એ રાગ.

સુણો શિખવા વિવેક એક વાતડીરે લોલ,
છુટે મુરખપણું છેક ખુલે છાતડીરે લોલ.
રચ્યા ગુણ ભરેલા ગ્રંથ ભણો ભાવથીરે લોલ;

પામા સ્ત્રી સતીના પંથ તે પ્રભાવથીરે લોલ. ૨
તજો વહેમ ભરી વાત વહેમોએ કહીરે લોલ;
ભુત પ્રેતને પિશાચ સાચ છે નહિરે લોલ; ૩
દોરા ચીઠી મંત્ર જંત્ર જુઠા જાણજોરે લોલ;
આશા ડુચકાની તંત્રમાં ન આણજોરે લોલ. ૪
દેતા દામ કરે કામ દેવ દેવીઓરે લોલ;
ઠેલ ઠામ ઠામ વાત એવીઓરે લોલ. ૫
કરે ગ્રહ વરપ કુંભ ઠગે જોશીઓરે લોલ;
જુઠા જાણીને દંભ કરો ડોશિયારે લોલ. ૬
કૈંક પુત્ર પુત્રી કાજ અતા આપછેરે લોલ.
તજી લાજ જોગીરાજ પાસે જાયછેરે લોલ. ૭
વશિકરણી વાતથી લુટાયછેરે લોલ;
ભોળી ભામનીઓની જાત તે ઠગાયછેરે લોલ. ૮
ખરૂ માનીને ઉચિત ચિત ચેતજોરે લોલ;
ધરો ગાવા હાવા ગીત હૈયે હેતજોરે લોલ. ૯
જસે ભુલ્યા ભરચા ભરમ મરમ જાણશોરે લોલ;
પાળવા પવિત્ર ધરમ ઈચ્છા આણશોરે લોલ. ૧૦
ભજો રાજાધિરાજ મહારાજનેરે લોલ.
શાવ કાજ વળી આજ પામો લાજનેરે લોલ. ૧૧
તજો તુચ્છ જેવી ટેવ અહમેવતારે લોલ;
રીઝે દલપતરામનો દેવ દેવતારે લોલ. ૧૨

---

## ક્રોધ વિશે પદ ૩૧.

નાથ કૈસે ગજકો બંધ છોડાયો. એ રાગનું.

ક્રોધપર ક્રોધ, ન કરશો કદાપી અતી ક્રોધછે પુરણ પાપી,
ક્રોધ પર ક્રોધ ન કરશો૦ (ટેક)

ક્રોધ કુબોધ અતિ ઉપજાવે, સદા સુબોધને કાપી
વાહાલાં માંહી વીરોધ જગાવે, ક્રોધ સમુળો ઉથાપી. ક્રોધ.
કૃત્ય અકૃત્ય કરતું ન વિચારે, જ્યારે રીશ રહે વ્યાપી;
મુખનું વચન ફરી મુખમાં નવ પેસે, આપ પડોળે છાપી.
ક્રોધ પર૦ ૨

આપની સઘળી એ બિસરી સુમતિયો, ક્રોધ કુમતી જેને
આપી; નહી કરવાના કામ કરી નર, રોપાએ વનમાં વિલાપી.
ક્રોધ પર૦ ૩

ક્રોધ કરી ફરી ફરી પસ્તાયા, જે હતા પ્રૌઢ પ્રતાપી;
દલપતરામ કહે દુનીયામાં, ખ્યાત છે વાત સદાપી.
ક્રોધ પર૦ ૪

---

## ગીત ૩૨.

જ્યારે સીતાજી પરણીને ઉઠયાં ત્યારે પોતાની બ્હેનપણીને પોતાના હરખની જે વાત કહી તે વિશેનું ગીત.

છઈયે ઓળામાં ઘાલી ખોચડી, છઈયે ઘેર ઘેર માગી ઢોકરી એ રાગનું.

ઉઠયાં પરણીને જે રામ જાનકી;
વધ્યો હઈડામાં હરખ વીવા થકી. ૧
મળી શાણી શાહેલી ને સુંદરી,
બોલી બોલ અતોલ ખુશી ભરી. ૨
સખી સાંભળ કહું એરે વાતડી;
મારી આજ શીતળ થઈ છાતડી. ૩
મારો હરિવરે હાથ ઝાલીઓ;
મને અખંડ સુહાગ એને આલીઓ. ૪
વર પામી સુંદર વર વિઠલો;

મેંતો કાને સુણ્યો તે તો દીઠડો. ૫
મને પળ હવે ન ગમે પીયરમાં;
મારૂં મન આણ્યું શામ શરીરમાં. ૬
વર મળીઓ મને છેલ વાંકડો.
હવે શોકને ન રાખીએ આંકડો, ૭
વર પામી હુંતો વરણાગીઆ;
મેંતો ભવો ભવ એ વર માગીઆ; ૮
મને મન મગતુ મળ્યું સાસરૂં;
હવે કેમ ધડક મનમાં ધરૂં. ૯
મારી એ સંગે જોણુ સગાઈ કરી;
એને આશીશ આપુ ફરી ફરી. ૧૦
ગુરૂને શીર નામુ લળી લળી;
મને પરણાવી એ વરને વળી. ૧૧
હવે મન ગમતા સુખ માનીએ;
કેમ કોઈની શરમ દીલ આણીએ. ૧૨
મારે કસુર ન રહી કોઈ વાતની;
મારે માયા ટળી માત તાતની. ૧૩
મને માનીતી કરી હરી થાપશે;
હું તો જે જે માગીશ તે તો આપશે. ૧૪
મારે નીસરી ખાણુ એ કરમની;
વાત મુરખ ન જાણે એ મરમની. ૧૫
પુન્ય પુરવે મે કીધાં હશે ઘણાં;
તેણે પામી ચરણ પીઉજી તણા. ૧૬
વરતે દાન કરે જેને કારણે;
તેને પામી હુંતો સુતી પારણે. ૧૭
હુંતો કાશી કેદારમાં નવ ફરી;
હુંતો ઘેર બેઠાં એ વરને વરી. ૧૮

હવે સગાં સંબંધીને શું કરૂં;
હુંતો સુંદર વરની સાથે ફરૂં. ૧૯
મન માન્યું છે દસરથ લાલમાં;
વર લખ્યા સુંદર મારા ભાલમાં. ૨૦
ભુલી દુરમતી દુરગુણી ટેવને;
પરણી દલપતરામના દેવને. ૨૧

---

## રૂસણું તોડવા વિષેનું

હું તો ઈશ્વરને પુજવાને નીસરીરે લોલ;
ચોખા કંકાવટી વીસરીરે લોલ. એ રાગ.
કહું તે સખી તું કોઈને કહીશમાંરે લોલ;
કાલે રહ્યાતા કંથ રીશમાંરે લોલ. ૧
એક બોલ ન આવ્યો મારા ઉચ્ચારમાંરે લોલ;
તે ઘડીએ હું પડી વિચારમાંરે લોલ. ૨
શાને માટે રીસાવો જાવો સાસુનેરે લોલ;
આજે પ્રવાહ વહે આંસુનેરે લોલ. ૩
ખાન પાનને ભુલી હું ગીત ગાનનેરે લોલ;
ભુલી શરીર કેરા ભાનનેરે લોલ. ૪
દીઠે ફુલ થાય શુળ તો શરીરમાંરે લોલ;
હેત ગયું છુટી હિર ચીરમાંરે લોલ. ૫
મને શુળી સમાન લાગ્યું સાસરેરે લોલ,
સુઝે નહિ જે હવે શું કરૂંરે લોલ. ૬
ચંડયો ચાંદો આકાશે ભલા ભાગ્યનોરે લોલ;
ભડકો ઉઠયો તે જાણું આગનોરે લોલ. ૭
મેના પોપટ બોલે મુખ મીઠડારે લોલ;
દુઃખમાં મેં શત્રુ જેવાં દીઠડારે લોલ. ૮

મારી વાડી તો ભયંકારથીરે લોલ;
આંખ્યોના પાટા જેવી આરશીરે લોલ. ૯
હું તો ઉઠી જઈ બેઠી દીવા આગળેરે લોલ;
કાંઈક પડી નજર ત્યાં કાગળેરે લોલ. ૧૦
ડિપ્ટી-સાહેબતો ઓખાબનું ચોપાનીયુંરે લોલ;
વાંચવા તે સારૂં મન માનીયુંરે લોલ. ૧૧
ગરબી રૂપાણું તોડવાની રૂડા રાગમાંરે લોલ;
ભાળી રૂપાળી છેલ્લા ભાગમાંરે લોલ. ૧૨
લઈને ગાવા લાગી હું જીભે જે ઘડીરે લોલ;
ત્યાંથી ઉડીને આવ્યા તે ઘડીરે લોલ. ૧૩
હેત આણી વખાણી વાણી બોલીઆરે લોલ;
દીલમાં હરખીને ઘણું ડોલીઆરે લોલ. ૧૪
જાણું ધનરે ઘડીને ધન રાવડીરે લોલ;
છુટ્યો કલેશ હરી છાતડીરે લોલ. ૧૫
ભલે આવ્યો આકાશ ચડી ચંદ નુરે લોલ;
આપે છે આજ તો આનંદ તુરે લોલ. ૧૬
એમ ઓખાબથી બોધ ઉપજ્યોરે લોલ;
ભાઈરે કવિ તારૂં ભલું થજોરે લોલ. ૧૭
ગરબી સાંભળીને રાખશે જે રૂસણુંરે લોલ;
પાપ તેના માથે પૃથ્વી તણુંરે લોલ. ૧૮
જેમાં બુદ્ધિ વિશેષવાળું જે હશેરે લોલ;
તુરત તે અબોલા તજી બોલશેરે લોલ. ૧૯
બીતી ’ાર તે લગાર નાવે વળીરે લોલ;
સંપે વસો સહુ સાંભળીરે લોલ. ૨૦
નથી વસવુ મળીને બરસ સો ખસેરે લોલ;
પંખીના માળાની પેઠ તે થશેરે લોલ. ૨૧
નહી ક્યારે કલેશ લેશ કીજીએરે લોલ;

પ્યારથી પ્રેમરસ પીજીએરે લોલ. ૨૨

મહારાજા ધીરાજ તેથી રીઝશેરે લોલ;
નહીતો ખરેખરા તે ખીજશેરે લોલ. ૨૩

રૂદે રાખો રૂડા દલપતરામનારે લોલ;
કુહાટો પ્રકારે ગુણ કામનારે લોલ. ૨૪

---

## ગરબો.

### ઉદેપુરના રાણાનો કેફ વિશેનો.

થાય છે કેફ કીધાથી દુખ કહું તે કેટલુંરે લોલ;
સઘળુ જાય સમુળું સુખ, જગતમાં જેટલુંરે લોલ;
મરવુ મોત વિનાનું થાય કે, કેફ કીધા થકીરે લોલ;
ભાઈરે જગમાં લજવ્યા જાય, તમે જાણો નકીરે લોલ;
વળી એક કહું છું તેની વાત, સુણી વિચારજોરે લોલ;
હેત ધરીને દીન રાત, હૈયામાં ધારજોરે લોલ;
જેથી દુખ થયું એક વાર, તો દુર સમજવુ થશે' લોલ;
ભલો દીન દીન ખાએ માર કે, તોપણ ત્યાં જશેરે લોલ;
છે એક મોટું ઉદેપુર ગામ કે, દોઈલ દેશમાંરે લોલ;
રાણો રાજ કરે તે ઠામ કે, ભાળે વેશમાંરે લોલ;
કેફ કીધાનાં નીત્ય સ્વભાવ, કુંવરજીને ઘણોરે લોલ;
નારી પાંચ તણો એ નાવ, રૂડો રળીઆમણોરે લોલ;
એક દીન કેફ કીધો ભુપાળ, મળીને મંડળીરે લોલ;
ચડતે રંગમોહોલને માળ, પડ્યો ધરણી ઢળીરે લોલ;
તેના પડતે છુટ્યા પ્રાણ, ઘણી માઠી થઈરે લોલ;
જ્યારે થયું પુરજનને જાણ કે, ધીરજ નવ રહીરે લોલ;
વરત્યો પુરમાં આહાકાર, રૂવે નર નારીઓરે લોલ;
કેફને બહુ કીધો ધિક્કાર, જેણે નર મારીઓરે લોલ;

જગમાં બહુ ખપનો નર જેહ, વિના મોતે મુવોરે લોલ;
કેફ કીધાનાં છે ફળ એહ, વિચારીને જુવોરે લોલ;
રાણા ગુણ રતનનાં તુલ, જેણે મરવા સમેરે લોલ;
કીધું કેફ અમારે કુળ, કહો ન કરો તમેરે લોલ;
એ અવસરની સેહ્યાન આજ, ઉદેપુર ગાદીએરે લોલ;
મદીરા કેફ તજે મહારાજ, કદી પાણી નવ પીએરે લોલ;
જગમાં જે નર ચતુર સુજાણ, સુણી વિચારશેરે લોલ;
અક્કલ હીણા પુરૂષ અજાણ, સુણી વિસારશેરે લોલ;
જે જન જે લજ્જન ખોનાર, કે કેફ કરે સહીરે લોલ;
તે જાણનારોને ફીટકાર, પથ્થર જાયો નહિરે લોલ;
કપડાં ધોવા આવત કામ, ભલા ઉપકારમાંરે લોલ;
કાલું કીધું ઉચત હરામ, કશો નહીં સારમાંરે લોલ;
એવો કોણ અભાગી હોય કે, મુખ કાળુ કરેરે લોલ;
છોડી ઘી સાકર રસ કોઈ, અમલ મુખમાં ધરેરે લોલ;
એ છે હલકા જનનું કામ, જેને લજ્યા નહીરે લોલ;
ઊંચા વરણ ન લેવે નામ, મદીરાનું કહીરે લોલ;
ફીટરે નર કરનારા કેફ, કે નફ્ફટ તું થયોરે લોલ;
જગમાં તુથી સારો બેલ, કે તાણે ગાડીઓરે લોલ;
કેફ કીધાની સાથે રોગ, સચેત શરીરમાંરે લોલ;
ફરી નહિ આવે એવો જોગ, અંતર પીડમાંરે લોલ;
શિક્ષા સહુ કોઈ ધરજો કાન, કે દલપતરામનીરે લોલ;
જે હોય જગમાં પુરૂષ સુજાણ, તેના કામનીરે લોલ;

---

## પ્રભાતિયું.

ઉઠની ઉઠની ઉઠની દીકરી
કાં ધરે આશ નાથ માંહી;

એમ વાણી વદી પુત્રીની માત કહે,
ઉઠરે ઉઠરે ઉઠ લાડી.
કાળ વહી જાય છે દંત ધાવણ તણા,
થાય છે કૃષ્ણ પ્રગટ સુઈ રેહેતાં;
દંત ધાવન કરી સ્નાન કર ચપળથઈ,
ભજ પછી ઈષ્ટ નામ લેહેતાં.
કર જરા હાજરી ઉદરની રૂચી થકી,
કર પછી પાઠ તાહારો;
પાઠ કર ચીત દઈ તજ રમત સ્વસ્થ થઈ,
જન્મના જન્મનો જાય મારે.
જે ભણી બેહેનિયો એમ આચરો,
તે બને શ્રેષ્ટ સહુ સાથે;
જે રમ રમતમાં તે જન્મ જમ ગમે,
તેને અંત અવકાશમાં દુઃખ માથે.
દાસ મોહન કહે સાન તણાં દુઃખ તણી,
એમ સત સુચના જાણ પ્યારી;
જો હવે ગુરૂ કને શીખજ કાંઈ વાતને,
સઘળ ચીત રાખજે બેહેન મારી.



